# प्राचीन आर्यावर्त.

અથવા

## તેના થોડક ધર્માદિ વિષેનો શુદ્ધ

## આર્ય મત.

---

લખનાર

એક બ્રાહ્મણ.



છપાવી પ્રસિદ્ધ કરનાર

ભરૂચની વેદધર્મ સભા.

---

વર્ષ ૬૪ આશ્વિન.

---

કિમ્મત રૂ. ૦-૨-૦

# प्राचीन आर्यावर्त्त,

અથવા

## તેના લોક ધર્માદિ વિષેનો શુદ્ધ આર્ય મત.

લખનાર

એક બ્રાહ્મણ.



અમદાવાદ—"વિજય પ્રવર્તક" પ્રેસ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

ભરૂચની વેદધર્મ સભા.



કિમ્મત રૂ. ૦-૨-૦

# પ્રસ્તાવિક.

થોડાં વર્ષ પર રાજકોટની રાજકુમાર કોલેજના મર્હુમ પ્રિન્સિપાલ સાહેબ મિ. મેકનૉટનની ફરમાશથી કાઠિયાવાડના એક રાજવંશી ગૃહસ્થે હિન્દુસ્થાનનો ઇતિહાસ છપાવવા માંડયો હતો, તેના પ્રૂફ તપાસવા વગેરેનું કામ મને સોંપવામાં આવેલું હતું. આર્યાવર્ત્તની પ્રાચીન વસ્તી, ત્યાંના લોક, તેઓનો ધર્મ વગેરે વિષે હાલ ઇંગ્રેજીપરથી તરજુમા થઇ લખાયલાં પુસ્તકોમાં બહુ ભૂલ ભરેલા વિચારો દાખલ થયલા હોવાથી તે વિષે આર્ય લોકનું માનવું શું છે, તથા હાલ પ્રચાર પામેલા વિચારોમાં કયા દોષો છે, એ જણાય એવું થોડુંક લખાણ ઉપર લખેલા ઇતિહાસમાં દાખલ કરવાનો નિશ્ચય થવાથી, મારા એક સ્નેહીને હાથે આ લખાણ થયું હતું. પાછળથી કેટલાક પ્રતિકુળ સંયોગોને લીધે **લૉર્ડ બેન્ટિકના સમય સુધીનો છપાયલો** એ ઇતિહાસ સમ્પૂર્ણ છપાઈ પ્રસિદ્ધ થઈ શકયો નહીં, તેથી આ લખાણને છૂટું પાડી પ્રસિદ્ધ કરવા પ્રસઙ્ગ આવ્યો.

આર્ય ઋષિ મુનીઓના ગોત્રમાંનાં હાલનાં ઘણાં બાળકોને વિદ્યાની પીઠિકાના ફેરફારને લીધે, ઘરની તૈયાર રસોઈ છોડી એઠું ખાવું પડે છે, અને તેને પરિણામે તેઓમાં ધર્મ આચારાદિના સમ્બન્ધમાં અન્ત્યજ વિચારોએ પ્રવેશ કીધો છે. તેના પ્રાયશ્ચિત્તાર્થે આ શુદ્ધોદક આર્ય જનતાને સાદર અર્પણ કરવાની રજા લઉંછું. આ લખાણ છપાવતાં જોડણી વગેરેમાં કેટલાક કારણથી અનિયમિતપણું રહી ગયું છે, તે મારો પોતાનો દોષ છે, તે વાચકો દરગુજર કરશે.

લખાણના રહસ્યપર વિચાર કરી તેના ખરા ખોટાપણા

વિષે સાક્ષરજનો સુદૃઢ નિશ્ચયપર આવે, અને તોફાની સમુદ્રમાં પડેલી નૌકાની પેઠે ચારે કોરથી પછાડા ખાઈ નિર્ગત થયલા આર્ય શરીરને આરોગ્ય સ્થિતિએ લાવવામાં ઊંટવૈદું ન કરતાં એ લખાણનો કંઈ પણ ઉપયોગ કરે તો હાલનો પ્રયાસ સાર્થવત્ થશે.

અમદાવાદ.
મિતિ ચૈત્ર વદ ૧૩ રવેઉ.
સંવત ૧૯૫૫

ગુલાબભાઈ ગોપાળજી
નાયક.



# प्राचीन आर्यावर्त.

## પ્રકરણ. ૧ લું.

### श्री गुरुगणेशांबिकाभ्योनमः

*ધર્મનો વિષય આ પ્રકરણમાં આર્ય શિષ્ટોના મતાનુસાર છે.*

આ પ્રકરણમાં આર્યધર્મનું થોડું વિવેચન આપવામાં આવશે. આ વિષય સ્વભાવિક રીતે ઘણો ગહન છે, તેથી એનું સમ્પૂર્ણ અને સાચું જ્ઞાન ઘણા થોડા જનોને હોય છે. તેમાં વળી કપોલકલ્પિત (મુખ્યત્વે) પરદેશી લોકોના વિચારોથી ધર્મ સમ્બન્ધી ઘણી ઊંધી અને આડી સમજ હાલની આર્ય પ્રજામાં ફેલાયલી માલમ પડે છે. માટે પ્રથમથીજ સૂચના કરવી યોગ્ય દીસે છે કે આ પ્રકરણમાં આપેલા ધર્મ સમ્બન્ધી વિચારો શુદ્ધ આર્ય મતાનુસાર છે. એટલે વિદ્વાન આર્ય પુરૂષો ધર્મને જે રીતે સમજે છે, તેવા વિચારો અહીં આપેલા છે. પરન્તુ નીચે ટિપ્પણમાં પરદેશી લખનારાઓના વિચારો પણ સટીક દર્શાવ્યા છેઃ એવા હેતુથી કે નિષ્પક્ષપાત વાંચનારને સત્યનું તોલન કરવું સરળ પડે.

*આર્યાવર્ત—વૈદિક સિદ્ધાન્ત પ્રમાણે મનુષ્યની પ્રથમ ઉ-*

આર્યજનો આર્યાવર્તને મનુષ્યની ઉત્પત્તિનું આદિ સ્થાન તેમજ વેદને સર્વ ધર્મનું મૂળ માને છે. તેઓ એમ કહે છે, કે વેદના જ્ઞાન સહિત સ્વયમ્ભૂ બ્રહ્મા સરસ્વતીને કિનારે આવિર્ભૂત થયા, અને

ત્પત્તિ અહીં જ થઇ. પ્રથમ વસ્તી બ્રહ્મર્ષિ દેશમાં (કુરુક્ષેત્રની આસપાસ) થઇ. એતો નિર્વિવાદ છે કે આર્યાવર્ત્ત કરતાં કોઇ પણ બીજો દેશ વિશેષ રળિયામણો નથી. એ દેશની ઉત્તરે પૃથ્વીમાં સૌથી ઉચા હિમાલય પર્વત આવેલા છે; તથા પૂર્વ પશ્ચિમે મ્હોટા સમુદ્રો છે. એમ એની બધી સીમાએ કુદરતી રખેવાળ પર્વતો અને સમુદ્રો છે. વળી એ પ્રદેશમાં મ્હોટી મ્હોટી નદીઓ પુષ્કળ છે; એ દેશની ભૂમિ અતિ રસાળ છે; વનસ્પતિની શોભા અતિ ઉત્તમ છે. તેમજ પૃથ્વી ઉપરની સર્વ ઋતુઓ અનુક્રમે અહીં ભોગવાય છે. અર્થાત્ એ દેશ મનુષ્યની ઉત્પત્તિને અર્થે સર્વ રીતે યોગ્ય છે. શતપથાદિ વૈદિક ગ્રન્થોમાં તેમ જ મન્વાદિ સ્મૃતિઓમાં એ ભાગને **દેવસદન** અથવા **બ્રહ્મસદન** કહેલું છે, તેનું તાત્પર્ય એ જ છે કે એ ભાગમાં જ પ્રથમ* મનુષ્યની ઉત્પત્તિ થઇ.

---

* પાશ્ચાત્ય વિદ્વાનો કહે છે કે વૈદિક ધર્મ માનનારા આર્યોનું મૂળ ઉત્પત્તિ સ્થાન આ દેશ નથી; પરન્તુ તેઓ મધ્ય એશિયામાંથી આવીને અહીં વસ્યા. તેઓના કહેવાનો ભાવાર્થ એવો છે કેઃ—

૧ વેદની ઋચાઓમાં "**दस्यु**" એવો શબ્દ આવે છે, તેના અર્થ ઉપરથી એમ માલમ પડે છે કે આર્યો એ શબ્દ આ દેશના મૂળ રહેવાશીને વાસ્તે વાપરતા. તે ઉપરથી જણાય છે કે તેઓ પરદેશથી આવી આ દેશ જીતવાનો પ્રયત્ન કરતા હતા.

૨. વેદમાં **हिम** (શિયાળો) શબ્દ ઘણી ઋચાઓમાં મળી આવે છે, તે ઉપરથી જણાય છે કે આર્યો ઘણા ઠંડા દેશમાં રહેતા હતા.

૩. ઐતરેય, શતપથ, મહાભારતાદિ ગ્રન્થોમાં ઉત્તરકુરુ એવો દેશ કહ્યો છે, તે એમ બતાવે છે કે આર્યો ઉત્તર તરફથી આવ્યા હતા.

૪. ભરતખણ્ડમાં આવવાનો વાયવ્ય ખુણામાં રસ્તો છે, અને વેદમાં સિન્ધુ નદીનું મહાત્મ્ય વખાણ્યું છે; માટે આર્યો એ રસ્તે આવ્યા અને પઞ્જાબમાં વસ્યા.

૫. દક્ષિણ દેશની ભાષા જૂદી જ જાતની છે, માટે તે લોક અસલના રહેવાશી હોવા જોઇએ.

૬. આર્ય લોકો અસલ મધ્ય એશિયા—કૉકેસસની આસપાસના પ્રદેશ—માં રહેતા હતા, એમ કલ્પના કરવી વધારે સારી છે.

ભરતખણ્ડવાસી આર્યો અસલ પરદેશથી આવ્યા હતા, એમ ઠેરવવા સારૂ ઉપર આપેલાં છ પ્રમાણો વિના બીજાં કોઇ પ્રમાણો પાશ્ચાત્ય પણ્ડિતો આપતા હોય એમ જણાતું નથી. હવે તેમનાં પ્રમાણોનો વિચાર કરીએ.

૧ પ્હેલા પ્રમાણ વિષે વિચાર કરતાં માલમ પડે છે, કે વેદમાં '**दस्यु**' શબ્દ અનાર્ય પ્રજાને વાસ્તે વાપરેલો છે એ યૂરોપીઅન ગ્રન્થકારોની માત્ર કલ્પના જ છે. **दस्यु** શબ્દ "**दस्**" એટલે "**નાશ કરવો**" એ ધાતુ ઉપરથી નીકળ્યો છે, તેનો મૂળ અર્થ **નાશ કરનાર** અથવા **શત્રુ** એવો થાય છે, ને તે 'અસુર' વાચક છે. પાછળથી એ શબ્દના અર્થમાં **મ્લેચ્છ** અને **ચોર**નો અર્થ ભળ્યો છે. વેદમાં એ શબ્દ ઘણી ઋચામાં મળી આવે છે, તેમાંને ઘણેખરે ઠેકાણે તે **દૈત્ય** (દેવની સાથે યુદ્ધ કરનાર) એવો અર્થ બતાવે છે. વેદમાં

એ શબ્દ ક્વચિત જ મનુષ્યવાચી માલમ પડે છે. આ વાત યૂરોપીઅન ગ્રન્થકર્ત્તાઓ પણ કબૂલ કરે છે. તેઓ કહે છે, કે ઘણે ઠેકાણે **દસ્યુ** શબ્દનો અર્થ દૈત્ય અથવા અસુર સ્પષ્ટ જણાય છે, તોપણ કેટલીએક ઋચાઓમાં એ શબ્દ અનાર્ય લોક વાચક હોય એવો **સંશય** રહે છે. એ વાત ખરી છે કે પાછલા ગ્રન્થકારોએ **દસ્યુ** શબ્દને મનુષ્ય વાચક તરીકે વાપર્યો છે; પરન્તુ તે ઉપરથી વેદમાં પણ એ શબ્દ મનુષ્યનો જ બોધ કરે છે, એમ કહેવું એ સાહસ વિના બીજું કંઈ નથી. સંસ્કૃત ભાષાના પણ્ડિત તરીકે યૂરોપમાં પ્રખ્યાતિ પામેલો ડા. રૉથ કહે છે, કે **દસ્યુ** શબ્દનો અર્થ 'દૈત્ય' અથવા 'અસુર'–દેવ અને મનુષ્યનું બૂરું ઇચ્છનાર–એવો થાય છે, અને વેદના મન્ત્રો જોતાં એ શબ્દનો અર્થ "અનાર્ય અથવા જઙ્ગલી જાતના લોકો" એમ કહેવો ઠીક નથી. ઉપલી હકિકત ઉપર કોઇ પણ નિષ્પક્ષપાત વાંચનાર વિચાર કરશે તો સહજ જણાશે કે, વેદમાં જોતાં **દસ્યુ** શબ્દ અનાર્ય જાતિ વાચક કે મનુષ્ય વાચક નથી, પણ અસુર વાચક છે, અને તે શબ્દ ઉપર ગમે તેટલી પાશ્ચાત્ય ગ્રન્થકારો કલ્પના કરે, તોપણ તેમાંથી એમ નિશ્ચય નથી ઠરતો, કે આર્યલોકો પરદેશથી અહીં આવ્યા.

૨. હવે યૂરોપીઅન વિદ્વાનોની બીજી બાબત તપાસીએ. વેદમાં **હિમ** શબ્દ વાપર્યો છે, તે ઉપરથી તેઓ એમ સિદ્ધ થયું ગણે છે કે આર્યો અસલ વિશેષ થણ્ડા દેશમાં રહેતા હતા. ન્યાય શાસ્ત્રના કયા નિયમને અનુસરીને તેઓ આ અનુમાનપર આવે છે તે અમને સહમજાતું નથી. જો

ભારત વર્ષમાં "हिम" એટલે શિયાળાની ઋતુ આવતી જ નહોત, અને એમ છતાં વેદમાંથી "हिम" શબ્દનો પ્રયોગ મળતો હોત, ત્યારે તો તેઓનું આ અનુમાન કેટલે એક અંશે પ્રમાણભૂત ગણાત. સર્વ કોઇ જાણે છે કે **શિયાળો** આ દેશની એક સાધારણ ઋતુ છે, અને તે ઘણી પુષ્ટિ કારક છે; તો એ શબ્દનો પ્રયોગ વેદમાં હોય એમાં કંઇ પણ નવાઇ જેવું નથી. વળી વેદમાં તો આ દેશની સર્વ ઋતુઓનાં નામ જડે છે; ઘણા મન્ત્રોમાં શરદ્, વર્ષા, વસન્ત (એટલે સમા), એ શબ્દોનો પ્રયોગ માલમ પડે છે. તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે **हिम** શબ્દમાં કંઇ વિશેષ અર્થ નથી, અને બીજી બધી ઋતુઓની સાથે એ ઋતુનું નામ પણ સાધારણ રીતે વાપરવામાં આવ્યું છે.

૩. **उत्तरकुरु** નામ સંહિતામાં નથી, પરન્તુ બ્રાહ્મણ ગ્રન્થ જેનું અવતરણ મન્ત્ર ભાગ કરતાં મોડું થયું છે, તેમાં માલમ પડે છે. ઐતરેય બ્રાહ્મણમાં એ શબ્દ વિરાટ્ અથવા સાર્વભૌમ રાજાના અભિષેકના સમ્બન્ધમાં વાપરેલો છે. એ ઉપરથી જણાય છે કે, તે વેળા લોકની રાજ્ય વ્યવહાર સમ્બન્ધી સ્થિતિ ઊંચા પાયા ઉપર આવેલી હતી. આ ઉપરથી, તેમ જ મૂળ સંહિતાના જૂના ગ્રન્થમાં એ શબ્દ જડતો નથી તે ઉપરથી, **ઉત્તરકુરૂની** જાણ ભારત વર્ષી આર્યોને ઘણી મોડી થયલી એમ અનુમાન થાય છે. વળી ઉત્તરમાં માનસ્ સરોવરની દક્ષિણે જેમ ઉત્તર ગયા, ઉત્તર પ્રયાગ, ઉત્તર કાશી, એવાં સ્થળો છે, તેમ તેટલામાંજ કહિં **ઉત્તરકુરૂ** નામનો દેશ હોવો જોઇએ, અને પાછળથી એ નામ હિમાલયની ઉત્તરના દેશને

આ પુત્રોથી થઇ. | ત્રોની પ્રથમ માનસિક સૃષ્ટિ કરી, અને એ દશ પુત્રોથી આગળ મનુષ્યનો વિ-

---

પણ લાગુ પાડવામાં આવ્યું હશે. એ ઉપરથી કોઇ પ્રકારે એમ અનુમાન નીકળતું નથી, કે **ઉત્તરકુરૂ** ભરતખણ્ડી આર્યોના મૂળ નિવાસનું સ્થાન હતું. આ વાર્તિક સમાપ્ત કરતા પ્હેલાં એટલું કહેવું જોઇએ, કે આ વિષયના સમ્બન્ધમાં યૂરોપીઅન વિદ્વાનો પોતે જ કબૂલ કરે છે કે, "જૂનામાં જૂના સંસ્કૃત ગ્રન્થોમાંથી પણ એવું કોઇ સ્પષ્ટ વચન નથી જડતું કે તેથી તેઓ પરદેશી હતા એમ જણાય."

૪. એ વાત સત્ય છે કે ભરતખણ્ડના વાયવ્ય ખુણામાં આ દેશમાં આવવાનો માર્ગ છે. પરન્તુ એ રસ્તો એટલો તો વિકટ, પહાડી અને કઠિણ છે, કે પશ્ચિમના ગ્રન્થકારો અનુમાન કરેછે તે પ્રમાણે કૉકેસસ પર્વતની આસપાસનો પ્રદેશ આર્યોનું મૂળ નિવાસ સ્થાન હોય, તો આ દેશમાં વસ્તી ઘણી મોડી થયલી હોવી જોઇએ. પરન્તુ આ દેશમાંથી તેમજ બીજા બધા જાણીતા પ્રાચીન દેશોમાંથી મળી આવતા ઐતિહાસિક તથા જનવાર્તિક પુરાવા ઉપરથી સિદ્ધ થયું છે, કે ભરતખણ્ડમાં મનુષ્યની વસ્તી ઘણા પ્રાચીન કાળથી થયલી છે. મોક્ષ મુલ્લર વગેરે પશ્ચિમ દેશના ગ્રન્થકારો સ્પષ્ટ લખેછે, કે વેદના કરતાં બીજું જૂનું પુસ્તક આ પૃથ્વી પર નથી. એ પણ યાદ રાખવું જોઇએ, કે ભરતખણ્ડના વાયવ્ય ખુણામાં બીજા દેશમાં જવા આવવાનો માર્ગ છે, એ વાત આર્યો પરદેશથી અહીં આવ્યા એમ નક્કી કરવામાં જેટલી પ્રમાણભુત થઇ પડે છે, તેટલીજ ભરતખણ્ડમાંથી એ માર્ગે તેઓ બીજા દેશોમાં ફેલાયા, એમ સિદ્ધ કરવામાં ઉપયોગી થઇ પડે છે. માટે એ માર્ગ હોવાથી

સ્તાર વધ્યો. એ વસ્તી જેમ આગળ વધતી ગઇ તેમ આર્યાવર્તના બાકીના ભાગોમાં તેમ જ બીજા પ્રદેશોમાં

---

કોઇ પણ રીતે એમ નક્કી થતું નથી કે ભરતખણ્ડી આર્યો પરદેશથી આવી અહીં વસ્યા. એથી ઉલટું ડા. પોકૉક, મિ. ક્રૂઝો, આદિ કેટલાએક પાશ્ચાત્ય પણ્ડિતો આર્યાવર્ત્તમાંથી જ પ્રથમ વસ્તી બીજા બધા દેશોમાં ફેલાઇ, એમ કહે છે તેમના મતને પુષ્ટિ મળે છે.

વેદમાં **સિન્ધુ**નું માહાત્મ્ય કહેલું છે વગેરે જે બોલવામાં આવે છે, તે વેદ મન્ત્રના અર્થો તથા સૂક્તોમાં આપેલું દેવતાઓનું સ્વરૂપ અને તેઓના સ્તવનની શૈલીના પરદેશીઓના સ્વાભાવિક અજ્ઞાનને લીધે છે. વેદમાં **સિન્ધુ** શબ્દ સામાન્ય રીતે **જલ**નો સમૂહ એ અર્થમાં વાપર્યો છે. વેદમાં જ્યાં નદીઓની એકઠી ગણતરી કરેલી છે, તે સૂક્તનો દેવતા **નદી** છે: ખાસ "**સિન્ધુ**" નદી નથી. વળી ઋગ્વેદના દશમા મણ્ડળમાં ગઙ્ગાદિ નદીઓનાં નામ આપેલાં છે, ત્યાં પૂર્વથી આરમ્ભ કરી પશ્ચિમ તરફની નદીઓ ગણાવી છે; પ્રથમ ગઙ્ગા, પછી જમના, સરયૂ, સતલજ, એ પ્રમાણે ક્રમ છે. આ ઉપરથી એમ જણાય છે, કે યૂરોપીઅન ગ્રન્થકારો કહે છે તે પ્રમાણે આર્યોની વસ્તી પશ્ચિમથી પૂર્વ તરફ ફેલાયલી હોવાને બદલે તે પૂર્વમાંથી પશ્ચિમ તરફ ગયલી હોવી જોઇયે. વળી ઉપર કહ્યા પ્રમાણે વેદમાં **સિન્ધુ** શબ્દ ઘણા થોડાજ મન્ત્રોમાં એ નામની નદી વાચક માલમ પડે છે. સિન્ધુ નદીનું માહાત્મ્ય પણ આ દેશમાં કોઇ કાળે મનાયું જણાતું નથી. સરસ્વતી સમ્બન્ધી તો વેદમાં ખાસ સૂક્તો છે, અને તેનું **દેવનદી** રૂપે માહાત્મ્ય વેદ કાળથી અદ્યાપિ સુધી ચાલતું

તે કૈલાસ. ભગવાન મનુની પ્રાચીન સ્મૃતિમાંથી પણ પ્રમાણ મળે છે, કે વસ્તીમાં વધારો થવાથી, પરદેશ જીત-

આવ્યું છે. વળી સિન્ધુ નદી સરસ્વતીથી ઘણી દૂર નથી, અને તે ઘણી મ્હોટી છે, તેથી યુરોપીઅનો કલ્પે છે તે પ્રમાણે આ દેશમાં સિન્ધુ નદી આર્યોનું નિવાસનું પ્રથમ સ્થાન હોત તો વેદમાં સરસ્વતીની માફક એ નદી વિષે પણ સૂક્તો આપ્યાં હોત. (**સિન્ધુ** સમ્બન્ધી જે સૂક્ત **ગોઠવી દેવામાં** આવે છે તેનો દેવતા અનુક્રમણીકાદિ ગ્રન્થોમાં **નદી** કહેલી છે.) આથી સિદ્ધ થાય છે, કે ભગવાન્ મનુ કહે છે તે પ્રમાણે આર્યોનું મૂળ સ્થળ સરસ્વતીનો જ કિનારો હતું. વળી ત્રીજા મણ્ડળના ૨૩ મા સૂક્તના ચોથા મન્ત્રમાં કહ્યું છેઃ—"ઓ અગ્નિ! એક સારે દિવસે તને હું **પૃથ્વી ઉપર** મનુષ્ય લોકમાં **દૃષદ્વતી, આપયા,** અને **સરસ્વતીને** કિનારે મૂકું છું." આ મન્ત્રથી ઉપર કહેલા ભગવાન્ મનુના વચનને નિર્વિવાદ પ્રમાણ મળે છે, કે આર્યોનું મૂળ નિવાસ સ્થાન સરસ્વતિ અને દૃષદ્વતીનો વચલો પ્રદેશ હતો; સિન્ધુ નદીનો કિનારો નહોતો.

પોતાની કલ્પનાને ફાવતું આવે છે તેથી યૂરોપીઅન ગ્રન્થકારો વેદમાં વાપરેલા **સપ્તસિન્ધુ**નો અર્થ 'સિન્ધુ અને પન્જાબની બીજી નદીઓ' એવો કરે છે. પણ વેદમાં ઘણે ઠેકાણે સપ્ત સિન્ધુઓ ત્રણ કહ્યા છે, તેથી એ શબ્દ સરસ્વતી, સરયૂ અને સિન્ધુ, તથા એ નદીઓની શાખાઓ વાચક છે, એમ સ્પષ્ટ સ્હમજાય છે. વેદ ભાષ્યકાર સાયનાચાર્ય **સપ્તસિન્ધુ**નો અર્થ "વ્હેતી નદીઓ" એમ પણ કહે છે. આથી ખુલ્લું જણાય છે, કે વેદ વચનથી કોઇ પણ રીતે એવું પ્રમાણ મળતું નથી કે આર્યો પરદેશથી

વાની ઇચ્છાથી, ભ્રષ્ટ થવાથી, અથવા દેશનિકાલ કરવામાં આવ્યાથી, જૂદી જૂદી વર્ણના લોકો આ દેશમાંથી પરદેશમાં

---

આવી પઞ્જાબમાં વસ્યા. ઉલટું, એજ વચનો એમ સિદ્ધ કરેછે, કે સરસ્વતિનો કિનારો પ્રથમ તેઓની મૂળ ભૂમિ હતી, અને વસ્તી વધવાથી તેઓ ત્યાંથી પ્રથમ પૂર્વમાં, અને પછી પશ્ચિમમાં ફેલાયા.

૫. દ્રવિડ દેશમાં છેક ભગવાન્ રામચન્દ્રજીના સમય સુધી અસુરોની વસ્તી હતી, અને મહાભારતાદિ ગ્રન્થો પ્રમાણે એ દેશની ભાષાઓના વ્યાકરણ કર્તા ભગવાન્ અગસ્ત્ય હતા. તેઓ વૈદિક ઋષિ હતા, અને રામની પૂર્વે તેઓ દક્ષિણ દેશમાં જઇને વસ્યા હતા. એટલે એ દેશની ભાષાના મૂળ વ્યાકરણ કર્તા જ આર્ય હતા એમ સ્પષ્ટ જણાય છે.

આ બાબત એટલું કહેવું અવશ્ય છે, કે ભાષા શાસ્ત્રીઓ મનુષ્યની જાતિઓ નક્કી કરવામાં તેમની ભાષાઓનું મળતાપણું, અથવા તેઓ વચ્ચેના તફાવતને પ્રમાણ ગણે છે, તોપણ **હક્સલી, ફૅરફર્ડ, દેસમાઉલિસ, જેહર્ડ** વગેરે વિખ્યાતિ પામેલા પદાર્થ વિજ્ઞાન શાસ્ત્રીઓ એ વાત કબૂલ કરતા નથી. માટે ભાષાના સમ્બન્ધ ઉપરથી જાતિનો સમ્બન્ધ નક્કી કરવો એ પક્ષ સર્વ વિદ્વાનોને સમ્મત નથી.

૬. કૅાકેસસ પર્વતની આસપાસનો પ્રદેશ મનુષ્યની વસ્તીનું મૂળ સ્થાન હતું, એ વાત તો કેવળ કલ્પના જ છે: એટલે એ વિષે વિશેષ વિસ્તાર કરવાની અગત્ય નથી. સર્વ પાશ્ચાત્ય ગ્રન્થકારો ચોકખું કબૂલ કરેછે, કે એ વિષે આપણી પાસે કંઇ જ પ્રમાણ નથી. તેઓ એટલુંજ કહે છે, કે સ્હામ સ્હામા દેશોમાં જઇ વસનારી જૂદી જૂદી પ્રજાઓને

જઇ રહ્યા, અને અહિંનો આચાર તથા ધર્મ સાથે લઇ જઇ ત્યાં દાખલ કીધો. આ પ્રમાણે ધીમે ધીમે મનુષ્યની

---

મુસાફરી કરવાને સુગમ પડે એવું **મધ્યસ્થાન ગોઠવવું જોઇએ, અને એવું યોગ્ય સ્થાન મધ્ય એશિયા દેખાય છે, માટે આર્યોનું મૂળ સ્થાન એ હોવું જોઇએ એમ સિદ્ધ થાય છે!** આ સ્થળે એટલી સૂચના કરવી યોગ્ય છે, કે આ સર્વે ગ્રન્થકારો ખ્રિસ્તિ ધર્મમાં ઉત્પન્ન થયલા છે, તેથી પોતાના ધર્મના પૂર્વ સંસ્કારને બળે તેઓનું આવી કલ્પના કરવાનું વલણ થયું છે. આર્યોનું મૂળ સ્થાન જો મધ્ય એશિયા હોત તો ઉપર બતાવ્યા પ્રમાણે (માર્ગ અતીવ વિકટ હોવાને લીધે) આર્યાવર્ત્તમાં મનુષ્યની વસ્તી બહુજ મોડી થઇ હોત. પરન્તુ સઘળા પ્રાચીન દેશોમાંથી મળી આવતાં ઐતિહાસિક તેમજ પરમ્પરાગત જન વાર્તા રૂપ પ્રમાણો જોતાં આ દેશ ઘણા જૂના કાળથી વસેલો માલમ પડેછે. તેથી મધ્ય એશિયા સમ્બન્ધી કલ્પના ઘણી ભૂલી થઇ જાય છે. એ પણ યાદ રાખવું જોઇએ, કે ભરતખણ્ડ નિવાસી આર્યો પરદેશથી અહિં આવ્યા છે. એવું સઘળા યૂરોપીઅન ગ્રન્થકારો એક મતે કહેતા નથી. મિ. ક્રૂકો આદિ નિષ્પક્ષપાત ગ્રન્થકારોનું મત એવું છે, કે આ જ દેશ મનુષ્યની ઉત્પત્તિનું આદિ સ્થાન છે.

આ ટિપ્પણના આરમ્ભમાં જણાવેલા યૂરોપીઅન લખનારાઓના વિચારોનું તથા તે પ્રત્યેક ઉપર સવિસ્તર આપેલા વાર્તિકનું લક્ષ પૂર્વક મનન કરવાથી કોઇ પણ સમ દૃષ્ટિએ વિચાર કરનાર વાંચનારની ખાત્રી થશે, કે ભારત વર્ષી આર્યો પરદેશથી આવી અહીં વસ્યા એ વાત કેવળ

સંખ્યા વધતી ગઇ, તેમ આખી પૃથ્વી ઉપર વસ્તી ફેલાઇ.[૧]

ધર્મ રહસ્યના સત્ય જ્ઞાનનો આધાર તેના પ્રયોજન કલ્પના રૂપ છે, અને એ વિષે એ ગ્રન્થકારો પાસે કંઇ સજ્જડ ઐતિહાસિક અથવા અનુમાનિક પ્રમાણ નથી. આ વિષય સમાપ્ત કરતાં એટલું જ કહીશું, કે એતદ્દેશીય આર્ય પ્રજાના અથવા બીજી કોઇ અસલી પ્રજાના ગ્રન્થ ઉપરથી એવું પ્રમાણ મળતું નથી, કે આર્યોનું મૂળ નિવાસ સ્થાન કોઇ બીજું હતું, જ્યાંથી તેઓ અહિં આવી વસ્યા. એથી ઉલટું, છેક વેદથી આરમ્ભી, મનુ, મહાભારતાદિ પ્રાચીન ગ્રન્થોમાંથી સ્પષ્ટ વચનો મળે છે ( અને તે અમે ઉપર સવિસ્તર બતાવ્યાં છે) કે મનુષ્યની મૂળ ઉત્પત્તિ બ્રહ્મર્ષિ દેશમાં થઇ.

આ દેશના લોકોની રીત ભાત, તેઓના ધર્મ, અને રૂઢી માર્ગ વિષે વિચાર કરતાં પણ એમ જ જણાય છે, કે તેઓનું આદિ સ્થાન આ દેશ હોવો જોઇએ. ભારત વર્ષી આર્યો આશ્ચર્ય પમાડે એવી દૃઢ વૃત્તિથી પોતાની પ્રાચીન રીતભાતને વળગી રહેવા સારૂ અસલથી પ્રખ્યાત છે. તેથી જો તેઓ મૂળ પરદેશી હોય તો જૂના વખતથી આર્યાવર્ત્તને સારૂ આટલી બધી બેહદ પ્રીતિ તેઓમાં કેમ માલમ પડે, એ સ્હમજવું ઘણું કઠિણ થઇ પડે છે. વળી તેઓના રીત રિવાજ જોતાં એમ જણાય છે, કે મુસાફરીનો તેઓને ઘણો કણ્ટાળો છે. પરદેશ જઇ વસનારાઓને તેઓ ધર્મ, આચાર, ભાષા, સઘળી વાતે ભ્રષ્ટ થયલા સ્હમજે છે. આ સઘળું એમ જ સિદ્ધ કરે છે, કે આર્યોનું ઉત્પત્તિ સ્થાન આ દેશ જ છે.

૧. દુનીઆની સઘળી જૂની પ્રજાઓમાં યજ્ઞ યાગા-

અને સ્વરૂપની ખરી સ્હમજણ ઉપર છે, માટે તેના સ્વ-
રૂપનું વિસ્તારથી વર્ણન આપતા પ્હેલાં જે પ્રયોજન તે ઉ-

---

દિક–અગ્નિમાં હોમ–કરવાનો ચાલ હતો. સર્વ અંગે પરિપૂર્ણ એવાં યજ્ઞ યાગાદિ કર્મ માત્ર આર્યાવર્ત્તમાં જ હતાં, અને હજી પણ છે. બીજા દેશોમાં એ કર્મો અસલથીજ અપૂર્ણ હતાં, એ બીના બતાવે છે, કે યજ્ઞ યાગાદિકનું મૂળસ્થાન આર્યાવર્ત હતું, અને અસલ વસ્તી અહીંથી જ ગઇ હતી. આ દેશમાંથી ગયલા લોકો ક્રિયાદિ જોયલી તે સ્મરણ રહ્યા પ્રમાણે પરદેશમાં કરતા, પરન્તુ મન્ત્રાદિકોનું અજ્ઞાન હોવાથી તે ભાગનો આરમ્ભથી જ લોપ થયો હતો. ગ્રીકાદિ જૂની પ્રજા અસલથી એમ જ માનતી આવેલી છે, કે અમને વિદ્યા ધર્માદિક જ્ઞાનની પ્રાપ્તિ પ્રથમ પૂર્વ તરફથી થઇ હતી. ચીન, અને ઇજીપ્ત (નીલ) દેશમાં તો અહિંથી જ મનુષ્યની વસ્તી અને ધર્મ જ્ઞાન ગયાં હતાં એમ ઇજીપ્તમાં ફેરો (ભૈરવ) ની ઉપાસના ચાલતી હતી તે ઉપરથી, તથા મહાનીલ તથા મહાચીન એવા ઉપાસનાના કર્મોનાં નામ છે, તે ઉપરથી સ્પષ્ટ દેખાય છે. વળી મહાભારતમાંથી એવાં પ્રમાણ જડે છે કે, કશ્યપના બે પુત્રો સૂર્ય અને અસૂર્ય હતા, તેઓએ પશ્ચિમ તરફ જઇ (સુરિયા) સિરિયા અને (અસુરિયા) આસિરિયા વસાવ્યાં. તેમજ યયાતિના દેશનિકાલ થયલા તુરવસુ આદિ પુત્રોએ તાર્તરી વિગેરે યવન દેશોમાં વસ્તી કરી.

આ વિષયમાં ભાષા સમ્બન્ધ એ પણ એક લક્ષ આપવા યોગ્ય વાત છે. ઝેન્દ, ગ્રીક, લાટિન, ઇત્યાદિ ભાષાઓને સંસ્કૃત (મુખ્યત્વે વૈદિક સંસ્કૃત) જોડે એટલો નિકટ સમ્બન્ધ છે કે, તેથી ભગવાન્ મન્વાદિ ગ્રન્થકારોનું

દેશી આર્ય ધર્મનું સ્વરૂપ બન્ધાયું છે, તેનું પૂર્વ કથન આ સ્થળે વિશેષ અવશ્યનું છે.

---

વચન કે; "અહીંથી ગયલી ક્ષત્રિયાદિ વર્ણની ભાષા ઉપ-રથી રૂપાન્તર થઇને યવનમ્લેચ્છાદિ ભાષાઓ થઇ છે." તેને સબળ પ્રમાણ મળે છે. યૂરોપીઅન ગ્રન્થકારો કહે છે કે, ગ્રીકાદિ ભાષાઓ સંસ્કૃત ઉપરથી થઇ નથી, પરન્તુ વૈ-દિક સંસ્કૃત સહિત એ સઘળી ભાષાઓ, કોઇ બીજી મૂળ ભાષામાંથી નીકળેલી છે: કારણ એતદ્દેશીય પ્રાકૃત ભાષાઓ જેવી સ્પષ્ટ રીતે સંસ્કૃતમાંથી અપભ્રંશ થયલી દેખાય છે, તેવી એ ભાષાઓ દેખાતી નથી; તેઓ અને સંસ્કૃત ભાષા વચ્ચે મોટો તફાવત માલમ પડે છે. એ ગ્રન્થકારો પોતે જ એટલું તો કબૂલ કરે છે કે, ગ્રીકાદિ ભાષામાં સંસ્કૃત શબ્દોનું રૂપાન્તર કેટલેક અંશે પ્રાકૃત સરખુંજ થાય છે. એમ છતાં પણ જે તફાવત વિષે કહેવામાં આવે છે તેનું કારણ સ્પષ્ટ છે કે,પ્રાકૃત ભાષાઓ સંસ્કૃતના સમ્બન્ધમાં રહીને અપભ્રષ્ટ થયલી એટલુંજ નહીં, પણ એ ભાષા બોલનારાઓનો સર્વ વ્યવહાર અને લાગણીઓ ઘણે દરજ્જે સંસ્કૃત ભાષા બો-લનાર સરખીજ હતી. એથી ઉલટું ગ્રીકાદિ ભાષા બોલના-રાના પૂર્વજો સંસ્કૃત ભાષા બોલનારાઓથી હજારો વર્ષ ઉ-પર જુદા પડયા પછી તેઓનો સર્વ સમ્બન્ધ છૂટી ગયો, તેમજ પાછળથી બન્નો પ્રજાની રીતભાત, વ્યવહારનીતિ અને મનોવૃત્તિમાં અત્યન્ત અંન્તર પડી ગયો; અને એમ થયું તેની અસર ભાષાના બન્ધારણમાં પણ જણાઇ; એટલે વૈદિક સંસ્કૃત અને ગ્રીકાદિ ભાષામાં મ્હોટો તફાવત જણા-ય એમાં નવાઈ જેવું નથી.

વળી એ પણ યાદ રાખવું કે મૂળ ભાષામાંથી નવી

વૈદિક ધર્મનું સકારણ પ્રયોજન

ભગવાન મનુ કહે છે કે "**नमांसभक्षणेदोषोनमद्येनचमैथुनोप्रवृत्तिरेषा भूतानाम्निवृत्तिस्तुमहत्फला ॥**" આ વચનનો બોધ એવો છે કે ખાવા પીવાદિ વિષય સુખની વાસના અને તે મેળવવાનો પ્રયત્ન કરવો એ મનુષ્યને સ્વાભાવિક છે: આ વાતમાં મનુષ્ય અને પશુ બન્ને સરખાં છે:—અર્થાત્ ચારમાંના બે પુરૂષાર્થો—અર્થ અને કામ—એની સિદ્ધિ તરફ મનુષ્યનું સહજ વળણ હોય છે; માટે તે પ્રમાણે વર્ત્તેથી મનુષ્યના પશ્વાદિ સાધારણ પ્રાણી ધર્મને દોષ નથી લાગતો. પરન્તુ કેવળ પ્રવૃત્તિને આધીન થઇ, એટલે (ભોગાદિકની) જેવી જેવી વૃત્તિ ઉત્પન્ન થાય, તદનુસાર આચરણ રાખ્યાથી મનુષ્યની અધો ગતિ થાય છે. કારણ આવા

---

થનારી ભાષાઓ સઘળી એક સરખે નિયમે જ બદલાતી નથી. સ્પૅનિશ, ઇટાલિયન, ફ્રેન્ચ એ સઘળી ભાષાઓ લાટિનનું રૂપાન્તર થઇ બનેલી છે; પરન્તુ તે સઘળીનું રૂપાન્તર એક જ ધોરણે નથી થયું, એમ સર્વ ભાષા શાસ્ત્રીઓ કબૂલ કરે છે. ઉપર કહેલી ઝેન્દ ભાષાને તો વૈદિક સંસ્કૃત સાથે એટલો બધો નિકટ સમ્બન્ધ છે કે મોક્ષ મુલરાદિ ગ્રન્થકારો કહે છે કે, પારસી લોકો વૈદિક ધર્મની સ્થાપના થયા પછી ભરતખણ્ડમાંથી ઇરાન જઇ વસ્યા હોવા જોઇએ. તેમ જ સર્વ ભાષા શાસ્ત્રીઓ કબૂલ કરે છે કે વૈદિક સંસ્કૃત તેઓની કલ્પિત મૂળ ભાષાને બીજી સર્વ ભાષાઓ કરતાં વધારેમાં વધારે મળતી આવે છે. આમ છે ત્યારે આપણી પાસે જેનું નામ, નિશાન પત્તો કંઈ જ નથી એવી એક નવી જ ભાષા કલ્પવાનું ગૌરવ કરવું તેના કરતાં વૈદિક સંસ્કૃતને મૂળ—આદિ ભાષા કાં ન માનવી ?

સ્વચ્છન્દી આસરણથી મનુષ્યત્વ અને પશુત્વમાં કંઈ વિશેષ રહેતો નથી. તેથી ભગવાન્ મનુ પોતે જ એ શ્લોકમાં ઉપદેશ કરે છે કે "જો કે વિષય સુખના ભોગ તરફ મનુષ્યનું વલણ સહજ થાય છે, તોપણ નિવૃત્તિ મ્હોટું ફળ આપનારી છે." (નિવૃત્તિ એટલે સંસાર સુખની ઇચ્છા ઉપરથી મનનું પાછા ફરવું—આ લોકથી આરમ્ભી બ્રહ્મ લોક સુધીના સર્વ વિષય ભોગ ઉપર મનનો વૈરાગ્ય અથવા ભોગની તૃષ્ણાની શાન્તિ.) કારણ, તૃષ્ણા શાન્ત થયાથી મનુષ્ય સત્ય જ્ઞાન ગ્રહણ કરવા યોગ્ય થાય છે; અને જ્ઞાન પામી મોક્ષ મેળવે છે. હવે, મોક્ષ એટલે શું? એ પ્રશ્ન આ સ્થળે ઉત્પન્ન થાય છે, માટે તે વિષે થોડું વિવેચન કરવું અગત્યનું છે. મોક્ષ એટલે સર્વ દુઃખની નિવૃત્તિ અને અત્યન્ત સુખની પ્રાપ્તિ—સંસારમાં પુનઃ પુનઃ જન્મ મરણ જે ખરા સુખના પ્રતિબન્ધક છે, અને અત્યન્ત દુઃખનાં કારણ છે, તે જન્મ મરણના મહા બન્ધમાંથી છૂટવું. મનુષ્ય માત્ર સુખની ઇચ્છા સ્વાભાવિક રીતે કરે છે, પરન્તુ સાધારણ મનુષ્ય જેને સુખ માને છે તે ખરૂં સુખ નથી; કારણ, અનુભવથી સિદ્ધ થાય છે કે, એ સુખ અલ્પકાલિક હોય છે એટલું જ નહીં, પણ આગળ જતાં રોગ શોકાદિ નવા દુઃખનું કારણ થઇ પડે છે. માટે જ્યાં સુધી કોઇ પણ રીતે દુઃખની ઉત્પત્તિ પાછી ન થાય એવા પ્રકારના નિરન્તર અને અત્યન્ત સુખનો અનુભવ થયો નથી, ત્યાં સુધી મોક્ષની પ્રાપ્તિ થઇ એમ કહેવાય નહીં. આ સંસારમાં સાધારણ રીતે મનુષ્ય ભ્રાન્તિ ગ્રસ્ત—અજ્ઞાન બદ્ધ—હોવાથી એ સુખનો અનુભવ કરવાને અશક્ત છે. કારણ, વિષય ભોગ એ દુઃખનું કારણ છે એમ અનુભવ થયા છતાં પણ માયા જાળને લીધે તેને ખરૂં સુખ માની મનુષ્ય તેની પ્રાપ્તિના પ્રયાસમાં મગ્ન

રહે છે. એનો પરિણામ એ થાય છે કે મનુષ્ય પોતાની વિષય વાસનાનુસાર આ સંસારમાં નાના અવતાર લઇ અત્યન્ત દુઃખ માત્ર ભોગવે છે. આર્ય ઋષિઓનો સિદ્ધાન્ત છે, કે વિષય વાસનાના પ્રાબલ્યના પ્રમાણમાં જીવ સદસત્કર્મ કરે છે, અને કર્મના ફળના ભોગ પૂરા કરવા સારૂ મનુષ્ય, પશુ, પક્ષિ, વનસ્પતિ વિગેરે અનેક દેહ ધારણ કર્યા કરે છે. ટૂંકામાં મનુષ્ય ભ્રાન્તિને લીધે પોતાનું ખરૂં સ્વરૂપ, જે કેવળ આનન્દમય છે. તે, ભૂલી જઇ, સંસારાદિ વિષય યથાર્થ દૃષ્ટિએ તુચ્છ અને અનિત્ય માલમ પડે છે તેને, ખરા માને છે, અને પરિણામ એ થાય છે કે ખરા સુખથી વિરક્ત રહી કેવળ દુઃખનો ભોગ થઇ પડે છે. પરન્તુ કોઇ પણ સુજ્ઞ પુરૂષ કબૂલ કરશે કે ખરૂં જ્ઞાન થયા વિના—અર્થાત્ પોતાના કેવળ આનન્દમય સ્વરૂપનુ યથાર્થ ભાન થયા પછી જ આ ભ્રાન્તિ ( એટલે ખરાને ખોટું અને ખોટાને ખરૂં માનવું, એ અજ્ઞાન )નો નાશ થવાનો સમ્ભવ થઈ શકે. કારણ, જ્ઞાન અને ભ્રાન્તિ, એટલે અજ્ઞાન, એ પરસ્પર વિરોધી છે. ખરૂં જ્ઞાન થયું એટલે મનુષ્યને આત્મા અને પરમાત્મા, જીવ અને શિવનું ખરૂં ઐક્ય સમજાય છે, એ દશા સમ્પૂર્ણ આનન્દની છે, અને એની પ્રાપ્તિ એ જ **મોક્ષ;** કારણ એ ખરા સુખની દશાનો અનુભવ થયા પછી કર્મના ફળના અભાવને લીધે, મનુષ્ય, જન્મ મરણાદિ મહા બન્ધથી **મુક્ત—છૂટો થાય છે.** માટે સર્વ દુઃખના કારણભૂત ભ્રાન્તિનો નાશ થવા સારૂ મનુષ્યને પોતાના સ્વરૂપનું સત્ય જ્ઞાન થવું અવશ્ય છે, એ તો ઉપર દર્શાવ્યા પ્રમાણે સિદ્ધ છે. પરન્તુ જ્યાં સુધી મનુષ્યનું અન્તઃકરણ સ્વચ્છ અને પ્રકાશિત થયું નથી હોતું, ત્યાં સુધી તેને એ સત્ય જ્ઞાનની પ્રાપ્તિનો અસમ્ભવ જ રહેવાનો. કારણ. લો-

ખણ્ડનું પત્રું જો સ્વચ્છ અને ચળકતું હશે તો જ તેમાં મુખનું પ્રતિબિમ્બ પડશે, પરન્તુ વાયુ આદિ સમ્બન્ધે કટાઈ ગયું હોય તો તેમાં આછું પ્રતિબિમ્બ પડે એટલા માટે તેને ઘસી સ્વચ્છ કરવું જરૂરનું છે. તેમ અન્તઃકરણમાં પણ જ્યાં સુધી મલિનતા, અજ્ઞાનાદિ દોષ કાટરૂપે રહે છે, ત્યાં સુધી મનુષ્યને ખરા જ્ઞાનનો બોધ થતો નથી. માટે એ અન્તઃકરણને પણ લોખણ્ડના પત્રાની પેઠે સ્વચ્છ અને પ્રકાશિત કરવાની આવશ્યકતા છે, અને એ કરવાનો ઉપાય ધર્માચરણ વિના બીજો કોઈ છે જ નહીં. કારણ જેમ પ્રવૃત્તિનું બળ વિશેષ તેમ અન્તઃકરણની મલિનતા પણ વિશેષ હોય છે. ઉપર સૂચવ્યા પ્રમાણે પ્રવૃત્તિનો સ્વભાવ જ છે કે અધોગતિ કરવી, માટે સ્વચ્છન્દે પ્રવૃત્તિની ધારાએ વર્તવાથી મનુષ્યનું મનુષ્યત્વ જઈ પશ્વાદિ ક્ષુદ્ર પ્રાણીની યોગ્યતા આવે છે. એથી ઉલટું જેમ મનુષ્યમાં નિવૃત્તિનો ગુણ વિશેષ હોય છે, તેમ અન્તઃકરણની સ્વચ્છતા પણ વિશેષ હોય છે, અને ઉત્તમ ગતિ પ્રાપ્ત કરવાને તે અધિક પાત્ર થાય છે. ઉત્તમ ગતિ પ્રાપ્ત કરવાની-ઊંચી અવસ્થામાં આવી અધિક અને ઊંચા પ્રકારનું સુખ ભોગવવાની-ઇચ્છા સર્વ સુજ્ઞ પુરૂષોમાં સાધારણ રીતે હોય જ છે, પરન્તુ તેની સિદ્ધિ થવા સારૂ યુક્ત ઉપાય યોજવો જોઈએ. આ વિષયના સમ્બન્ધમાં યુક્ત ઉપાય માત્ર એ જ દેખાય છે કે નિયમ પુરઃસર એટલે વિષયવાસનાઓ સંયમિત રહે, અને પ્રવૃત્તિનું બળ નરમ પડે એવાં યોગ્ય આચરણ કરવાં. આ ઉપરથી સહજ સમજાશે કે મનુષ્યના કર્તવ્ય સમ્બન્ધી આર્ય ધર્મનો આશય એવો દેખાય છે કે મનુષ્યે ઉત્પન્ન થઈ, વિષયવાસનાનો જો કે સમૂળ ત્યાગ કરવો અશક્ય છે, તોપણ તેને સંયમિત રાખી અમુક રીતે તેનો ભોગ કરવો, તેથી અમુક

જતાં ઊંચામાં ઊંચી જે મોક્ષની દશા છે, તેનો અધિકારી થાય. આ યોગ્ય આચરણનું જ નામ **ધર્માચરણ;** માટે બીજી રીતે બોલીએ તો વિધિ પ્રાપ્ત ધર્મનું આચરણ પાળે તો જ દુઃખમાંથી મુક્ત થઇ ખરા સુખનો અનુભવ કરવા યોગ્ય થાય–બાકી નહીં. સારાંશ એટલો જ કે, જ્યાં સુધી મનુષ્ય ભ્રાન્તિ અથવા અજ્ઞાનમાં ડૂબ્યો રહી, પ્રવૃતિમાં જ મગ્ન રહે છે, અર્થાત્ પોતાની સહજ વૃત્તિઓને જ અનુસરીને વર્ત્તે છે, અને જે નિવૃત્તિની પ્રાપ્તિ સારૂ, સહજ વૃત્તિઓને અંકુશિત કરી દીર્ઘ અને વિધિયુક્ત પ્રયાસની અત્યન્ત અપેક્ષા છે, તેવી નિવૃત્તિ નથી પામતો, ત્યાં સુધી મોક્ષનો અધિકારી નથી થતો એટલું જ નહીં, પણ અતિઅધમ દશા ભોગવે છે. આ સઘળો અનર્થ નાશ પામી, અખણ્ડ આનન્દની દશા પ્રાપ્ત થવા સારૂ, મનુષ્ય માત્રને ધર્મ પાલન કરવું અવશ્ય છે, એ આર્ય ઋષિઓનો સનાતન સિદ્ધાન્ત છે.

પરન્તુ ધર્મ, જેનું પરમ પ્રયોજન મનુષ્યનું ખરૂં કલ્યાણ છે, તેના વિધિનું અબાધ્ય જ્ઞાન મનુષ્યને કેવળ પોતાના જ અનુભવે સાધ્ય નથી. એ વિષય મનુષ્ય પોતાના બુધિ બળે પ્રાપ્ત કરી શકે એમ નથી. જૂદા જૂદા મનુષ્યની બુદ્ધિ જૂદી જૂદી હોય છે, અને તે એટલે સુધી કે સારા શિષ્ટ વિદ્વાનો પણ, અમુક જ આચરણ મનુષ્યનું ખરૂં કલ્યાણ કરવા યોગ્ય છે, એવું સર્વાનુમતે સિદ્ધ કરી શકયા નથી. એક પણ્ડિત પોતાનું બુદ્ધિ બળ વાપરી એક માર્ગ બતાવે છે, તો બીજો તેમાં દૂષણ બતાવી પોતાનો નવો માર્ગ આગળ ધરે છે; આમાં વળી ત્રીજો નવાં દૂષણ દેખાડે છે; આમનું આમ ચાલ્યાં જ કરે છે. આ સઘળાનો પરિણામ એ થાય છે કે સત્યાસત્યનું યથાર્થ તોલન

કરવાને મનુષ્ય બુદ્ધિની ઇયત્તા નહોવાથી અનવસ્થા થઇ જાય છે; અને એમ જ હોવું જોઇએ; કેમકે મનુષ્ય માત્ર આ લોક સમ્બન્ધી અનુભવ મેળવી શકે છે, અને ધર્મમાં તો આ લોક તેમ જ પરલોક સમ્બન્ધી વિષયોનો સમાવેશ હોય છે; તેથી મનુષ્યની બુદ્ધિની ગતિ, પોતાના પરિચ્છિન્ન અનુભવને લીધે સર્વદા કુણ્ઠિત હોવાથી સર્વ રીતે અબાધ્ય અને દોષ રહિત એવો મનુષ્યના કલ્યાણનો માર્ગ દેખડાવવાને સર્વથા અસમર્થજ રહેવાની. માટે ધર્મ સમ્બન્ધી જ્ઞાન, જેની ગતિ દિક્કાલાદિ વસ્તુ માત્રથી અપરિચ્છિન્ન હોય એવા મહાત્મા દ્વારા, પ્રાપ્ત થવું જોઇએ. તેનામાં સર્વ તત્વ તથા સર્વ શક્તિમત્તા હોવાથી તેનો બતાવેલો માર્ગ નિઃશઙ્કિત અને નિઃશ્રેયસ્કર જ હોવાનો. માટે આર્ય જનોનો દૃઢ સિદ્ધાન્ત છે કે, ધર્મ વિષયનું જ્ઞાન મનુષ્યને ઇશ્વરદ્વારા વેદ મારફતે મળ્યું.[1] વેદ અપૌરૂષેય એટલે કોઇ પણ મનુ-

---

૧ સુજ્ઞ વાંચનાર સમજ્યો જ હશે કે આ લાંબા લખાણનો હેતુ એ દર્શાવવાનો છે, કે ઇશ્વર દ્વારા પ્રાપ્ત થયલા વિધિ નિષેધના બોધ વિના ધર્મ જેવા વિષયનો સમ્ભવ જ નથી. ખરો ધર્મ તો પ્રસાદ ધર્મ જ ( Revolation ). ધર્મમાં એવા વિષય આવે છે કે તેનો, પોતાની મેળે, કેવળ સ્વબુદ્ધિ બળે, અનુભવ મેળવવામાં મનુષ્યને પ્રત્યક્ષ અનુમાનાદિ કોઇ પ્રમાણુ સહાયભૂત થઇ પડતું નથી, અને અનુભવ અથવા પદાર્થનું જ્ઞાન મેળવવાનો માર્ગ તો આ પ્રમાણે જ છે. ટૂંકામાં, ધર્મમાં કહેલા વિષયો ઉપર સ્વબુદ્ધિ બળે અવલોકન અને અનુમાન કરવાનાં સાધનો મનુષ્ય પાસે નથી, અને એટલા જ માટે યુરોપના પ્રખ્યાત નાસ્તિક પણ્ડિતો ધર્મને મનુષ્ય બુદ્ધિ વિચારણીય વિષય જ માનતા

આની કૃતિ નહીં; પણ ઇશ્વર દત્ત છે. વેદ શબ્દનો અર્થ પણ એજ વાત સિદ્ધ કરે છે. કારણ પ્રત્યક્ષ અને અનુ-

---

નથી. અમારા વિચાર પ્રમાણે તો પૂર્વનું જોઈ અને તેનું અનુકરણ કીધા વિના, અને ઘણીક વાતોમાં શિક્ષણ લીધા વિના સંસાર વ્યવહારાદિ વિષયનું પણ વિશેષ જ્ઞાન મનુષ્ય મેળવી શકે એમ નથી. બાલ્યાવસ્થામાં શરીરની ખાવા-પીવા વિગેરે સાધારણ સમ્ભાળ લેવાય તો આગળ જતાં ઇન્દ્રિયાદિ સાધનવડે સહજ પ્રાપ્ત થઇ શકે એવું કેટલુંએક પશુતુલ્ય જ્ઞાન મનુષ્ય કદાચ મેળવી શકે; પરન્તુ મનુષ્યત્વની યોગ્યતા મળે એવા જ્ઞાનની પ્રાપ્તિ તો અવલોકન, અનુકરણ અને શિક્ષણ એ ત્રણના ઉપર જ આધાર રાખે છે. બચપણમાં મનુષ્યના સહવાસથી વિરક્ત થયલાં અને પશુના સઙ્ગમાં ઉછરેલાં મનુષ્યો કોઈ કોઇવાર જોવામાં આવેલાં છે. ઘણા જણના, મુખ્યત્વે ઇંગ્રેજી ભણેલાઓના, વાંચવામાં આવ્યું હશે, કે આવાં માણસો કેવળ પશુ સરખાંજ હોય છે. તેઓને વાણી સંસ્કાર હોતો નથી, એટલુંજ નહીં, પણ તેઓની ચાલ, રીતભાત તથા આહારાદિ સઘળી વૃત્તિ પશુ સમાન જ થઇ ગયલી હોય છે. વળી સૌ કોઈને અનુભવ છે કે બાળક વર્ષ બે વર્ષનું થયા પછી પોતાનું સઘળું જ્ઞાન અનુકરણ તથા શિક્ષણદ્વારા મેળવે છે: સાંભળે છે તે પ્રમાણે બોલવાનો પ્રયત્ન કરી વાચાજ્ઞાનની પ્રાપ્તિ કરે છે, અને એજ પ્રમાણે જેવું જેવું તેના જોવા અથવા સાંભળવામાં આવે છે, તે પ્રમાણે તેની નકલ કરી કરીને-વિશેષ વિશેષ અનુભવ મેળવે છે. આ ઉપરથી અવલોકન, અનુકરણ અને પૂર્વશિક્ષણની અતિ આવશ્યકતા પ્રત્યક્ષ જેવી સિદ્ધ થાય છે; અને આ એક સાધારણ નિયમ થઇ પડે

ભાન એ રસ્તે જ મનુષ્યને સર્વ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. પરન્તુ એ બે પ્રમાણ વડે સાધ્ય નથી એવું જ્ઞાન

---

છે, કે મનુષ્ય પશુના સહવાસમાં રહે તો તેની વૃત્તિનું અનુકરણ કરી પશુ સરખો થાય, અને મનુષ્યનો સમ્બન્ધ થાય તો જ તેનામાં મનુષ્યત્વ આવે. ત્યારે હવે પ્રથમ ઉત્પન્ન થયલાં મનુષ્યને પણ પૂર્વશિક્ષણ તેમજ અનુકરણ કરવાનો વિષય મળ્યો જ હોવો જોઈએ; પરન્તુ તેની પૂર્વે જેની રીતભાતનું અનુકરણ કરે એવું મનુષ્ય ન હોવાથી તેને શિક્ષણ કોઇ તેનાથી ઊંચા પ્રકારના પ્રાણી તરફથી મળવું જોઇએ. માટે સ્પષ્ટ દેખાય છે કે પ્રથમ મનુષ્યને ઇશ્વર-દ્વારા લોક વ્યવહાર તથા ધર્મ સમ્બન્ધી જ્ઞાનની પ્રાપ્તિ થઈ. આ વાત જો કે ઉપર કહેલા યૂરોપીઅન પણ્ડિતો માન્ય નથી કરતા, તો પણ સૌથી આદિ ઉત્પન્ન થયલા મનુષ્યને વ્યવહારાદિ વિષયનું જ્ઞાન કેમ પ્રાપ્ત થયું, તે વિષે તેઓ કંઈ પણ ખુલાસો આપી શકતા નથી. તેઓ કહે છે કે કોઈ પણ પ્રકારે એ જ્ઞાન પ્રાપ્ત થયું હશે, કયે પ્રકારે, તે કોણ જાણે! વાચા જ્ઞાન સમ્બન્ધી પણ આવું જ અન્ધારૂં છે. ભાષા શાસ્ત્રીઓ કબૂલ કરે છે કે ભાષા માત્રનું મૂળ ધાતુઓ છે. અને આવા કેટલાએક ધાતુઓનું જ્ઞાન મનુષ્યને પ્રાપ્ત થયા પછી જ આગળ ભાષાનો વિસ્તાર વધ્યો. પરન્તુ એ ધાતુના જ્ઞાનની પ્રાપ્તિ કયે દ્વારે થઇ તે તેઓ બતાવી શકતા નથી. આ સઘળું અન્ધારૂં પ્રસાદ ધર્મનો સ્વિકાર કરેથી જ દૂર થાય છે અને એ જ તેની આવશ્યકતાનું સબળ અને સ્પષ્ટ પ્રમાણ છે.

આર્ય જનો સર્વ પ્રસાદ ધર્મનું મૂળ વેદને માને છે. એ વેદ શબ્દનો અર્થ એવો છે કે ઇષ્ટની પ્રાપ્તિ અને અ-

વેદ જણાવે છે, માટે એનું નામ વેદ. इष्टप्राप्त्यनिष्टपरिहारयोरलौकिकमुपायंयोग्रन्थोवेदयतिसवेदः આર્યધ-

---

નિષ્ટનો ત્યાગ કરવાનો અલૌકિક ઉપાય જે ગ્રન્થ બતાવે તેનું નામ વેદ. યદ્યપિ પ્રત્યક્ષાનુમાનાદિ પ્રમાણો વડે મનુષ્ય જ્ઞાન પ્રાપ્ત કરે છે, તો પણ વેદે પ્રગટ કરેલું જ્ઞાન આમાંના કોઇપણ પ્રમાણ વડે સાધ્ય નથી, માટેજ પૂર્વાચાર્યોએ કહ્યું છે કે—

प्रत्यक्षेणानुमित्यावा यस्त्वुपायो न बुध्यते ।
तंविन्दन्ति वेदेन तस्माद्वेदस्य वेदता ॥

અર્થ:—પ્રત્યક્ષ અથવા અનુમાન પ્રમાણ વડે જે ઉપાય જણાતો નથી, તે વેદ વડે જણાય છે માટે જ વેદનું વેદ પણું છે. જ્યોતિષ્ટોમ યજ્ઞ કીધાથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે, અને યોગની સિદ્ધિ વડે મોક્ષ મળે છે, એ જ્ઞાન મનુષ્યને પોતાની બુદ્ધિ વડે કોઇ પણ પ્રકારે મળી શકે એમ નથી એ તો સૌ કોઈ કબૂલ કરશે.

એ વેદ સ્વતઃ પ્રમાણ છે, અર્થાત્ વેદનું સત્ય સિદ્ધ કરવા અન્ય પ્રમાણની અપેક્ષા રહેતી નથી. આમાં આશય એ રહેલો છે, કે જેમ ઘટપટાદિ રૂપને પ્રગટ કરવા સારૂ સૂર્યના પ્રકાશની જરૂર છે, તો પણ સૂર્યનો પ્રકાશ કરવા સારૂ અન્ય પ્રકાશની ગરજ નથી, તેમ જ વેદ વડે જ્યારે પાપ પુણ્ય, સ્વર્ગ નર્ક, સદાચરણ, દુરાચરણ ઇત્યાદિ ઇહલૌકિક તથા પારલૌકિક સર્વ પદાર્થને પ્રમાણ મળે છે ત્યારે વેદના પોતાના પ્રામાણ્યને સારૂ અન્ય પ્રમાણની અપેક્ષા રહેતી નથી, કારણ, આવું એક પ્રમાણ નક્કી કીધાવિના કેવળ બુદ્ધિના પ્રમાણ વડે જ વર્તણૂક ચલાવીએ તો મૂળમાં બતાવ્યા પ્રમાણે અનવસ્થા દોષ થવાનો સમ્ભવ છે, અને

મંનો સિદ્ધાન્ત, આપણે ઉપર લમ્બાણથી બતાવ્યું તે પ્રમાણે, મોક્ષ પ્રાપ્તિ છે, અને તે પ્રાપ્ત કરવાનો ઉપાય ધ-

---

આગળ જતાં પ્રમાણને પણ પ્રમાણાન્તરની અપેક્ષા ઉત્પન્ન થશે.

વળી વેદ અપૌરૂષેય છે, એટલે એનો કોઇ શરીરી કર્તા માલમ પડયો નથી. સાધારણ ગ્રન્થો અન્ય પ્રમાણનો આધાર લઇ મનુષ્યો તૈયાર કરે છે, તે પ્રમાણે વેદની રચના થઈ નથી. યૂરોપીઅન લખનારાઓ વસિષ્ઠ, વિશ્વામિત્રાદિ વૈદિક ઋષિઓને વેદના સ્વતન્ત્ર કર્તા માને છે, પરન્તુ સંહિતામાંજ ઘણા મન્ત્રોમાં એ ઋષિઓ પોતે જ સ્પષ્ટ કહે છે, કે તપના પ્રભાવથી તેઓને વેદ જ્ઞાનની પ્રાપ્તિ થઈ. આવી મતલબના મન્ત્રો વેદમાં ઘણા છે; દષ્ટાન્ત તરીકે માત્ર પાંચ સાત નીચે આપેલા છે.

મણ્ડલ–૧ લું, સૂત્ર ૧૮૯, મન્ત્ર ૨. મ. ૩, સૂ. ૨૯. મન્ત્ર ૧૫૦. મ. ૩, સૂ. ૫૩, મન્ત્ર ૯૦. મ. ૧, સૂ. ૩૭, મન્ત્ર ૪૦. મ. ૪, સૂ. ૧૧, મન્ત્ર ૩૦, અને સૂ. ૬, મન્ત્ર ૧. મ. ૭, સૂ. ૩૩, મન્ત્ર ૯. મ. ૧૦, સૂ. ૭૨, મન્ત્ર. ૧. તેમજ બ્રાહ્મણાદિ ગ્રન્થોમાં પણ ઘણે ઠેકાણે એમ કહ્યું છે કે " તપ કરનારા ઋષિઓને **સ્વયમ્ભૂવેદ પ્રાપ્ત થયો.** " નિરૂક્ત ગ્રન્થમાં તો **ઋષિ** શબ્દનો અર્થ જ **મન્ત્ર જોનાર** એવો કીધેલો છે. વળી અનુક્રમણિકા ગ્રન્થમાં વચન છે કે **गृत्समदोद्वितीयम्मण्डलमपश्यत्** એટલે ગૃત્સમદે બીજું મણ્ડળ દીઠું (બનાવ્યું નહીં.) કાઠકાદિ શાખા ભેદથી પડેલાં જૂદાં જૂદાં નામો અધ્યયન–સમ્પ્રદાય ચલાવનારાઓનાં નામ ઉપરથી પડેલાં છે, એમ મૂળમાં કહ્યું જ છે. વળી વેદનું શ્રુતિ (સમ્ભળાયલું) એ નામ એમ જ સિદ્ધ કરે છે કે એનો કોઈ શરીરી કર્તા નથી.

ર્માચરણુ જ છે, અને તેનું ખરૂં સાધન કેવળ વેદ એ જ એક છે; માટે વેદમાં જે વિધિ નિષેધ કહ્યા હોય, તદનુસાર મ-

---

આ પ્રમાણે સિદ્ધ વેદનું જ્ઞાન સર્વને પરમ્પરા પ્રાપ્ત થયલું છે. ઋષિઓ પણ તેના સ્વતન્ત્ર કર્તા નથી: તેઓએ તપો-બળવડે પરમેશ્વરની કૃપાથી વેદ પ્રાપ્ત કરી યથાર્થ સ્વર વર્ણ સહિત તેનો પાઠ લોક પ્રસિદ્ધ કર્યો. એજ હેતુથી બ્રાહ્મણ ઉપનિષદાદિ ગ્રન્થોમાં વેદને પરબ્રહ્મનો નિઃશ્વાસરૂપ કહ્યો છે. આ વેદ વચન એવો અર્થ સૂચવે છે કે, તપના પ્રભાવથી શ્વાસોશ્વાસ ક્રિયાની પેઠે–બુદ્ધિ પૂર્વક પ્રયત્ન કીધા વિના–વેદ મન્ત્રનું સ્ફુરણ ઋષિઓને પોતાના અન્તઃકરણમાં થયું: અર્થાત્ વેદ મન્ત્રો શ્રુત વાક્ય વત્ તેઓને પ્રત્યક્ષ થયા.

વેદ મનુષ્યોપયોગી સમ્પૂર્ણ જ્ઞાનનો ભણ્ડાર છે. એના પ્રથમ કાન્ડમાં કર્મ અને ઉપાસનાનો બોધ છે, અને તેની સાથે આ લોકથી આરમ્ભી બ્રહ્મ લોક સુધીના વ્યવહારનું જ્ઞાન આપેલું છે. ઉત્તર કાન્ડમાં મોક્ષ સિદ્ધિના ઉપાયનું કથન છે. વેદોદિત જ્ઞાન મનુષ્યને પ્રાપ્ત ન થયું હોત તો પણ તે કદાચ પશુની પેઠે અર્થ ને કામ, એ પુરૂષાર્થોની થોડી ઘણી પર્યાપ્તિ કરી શકત; તો પણ તેની યોગ્યતા પશુ તુલ્ય જ રહેત; પરન્તુ પશુ વૃત્તિ મટી જાય ને વળી પ્રવૃત્તિનું સુખ પણ યથાસ્થિત ભોગવાય, એટલું જ નહીં, પણ પોતાનું ખરૂં સ્વરૂપ ઓળખી ઈશ્વરની યોગ્યતાએ મનુષ્ય પ્હોંચે, એવો અલૌકિક માર્ગ તો વેદે જ બતાવ્યો છે. આ વિષય મૂળમાં સારી પેઠે ચરચ્યો છે, એટલે આ સ્થળે પ્રકૃત વિષયને ઉપયોગી એટલુંજ કહીશું કે વાણી તથા પાચનક્રિયા જે બે મનુષ્યત્વના જ ખાસ ગુણ છે, તેનું જ્ઞાન પણ મનુષ્યને પ્રથમ વેદે જ આપ્યું. કારણ, વેદમાં યજ્ઞની સિદ્ધિ